ર સારા પોશાકો અને
ોભતી ઘરેણાં તેજ
શું સ્ત્રીનો સાચો
સણગાર છે.

૨ સંસારી ટુકી સંપુર્ણ વાર્તા

પ્રગટ કરનાર,
ધનબાઈ રતનજી સુનાવાલા.

સંવત ૧૯૫૯. ઈ. સ. ૧૯૦૩.

# સારા સારા પોશાકો અને કીમતી ઘરેણાં.

## તેજ શું સ્ત્રીનો સાચો સણગાર છે.



पुस्

ખરૂં છે કે સારા સારા પોશાકો અને કીમતી ઘરેણાંથી માણસ શોભાયમાન દેખાય છે પણ જેમ પોશાકોથી તથા ઘરેણાંથી આપણે આપણું શરીર શોભાયમાન દેખાડવાને જેવી કાળજી રાખીએ છીએ તેવીજ કાળજી આપણે આપણું મન સારા સદ્ગુણોથી શોભાવવાને રાખવી જોઈએ, મનનો શૃંગાર જે સ્ત્રીએ પેહેરેલો નથી. તેનો ઉપરનો શૃંગાર

નકામો છે. તે તેને શોભાવવાને બદલે ઉલટું હલકું લગાડે છે. જે સ્ત્રી સદગુણ રહીત છે, તેનો ઉપરનો શૃંગાર ચુંનો ધોલીને સફાઈદાર કીધેલી કબરના જેવો છે; જે ઉપરથી શોભે છે ખરી, પણ અંદરથી સડેલાં હાડકાંઓથી ગંધાય છે; તેમજ સ્ત્રીની ઉપરની શોભા તે ખરેખરી શોભા નથી. એ વીશે એક મહાનપુરૂષ કહી ગયો છે કે " તમારો શૃંગાર બાહારનો એટલે ગુંઠેલા નીમાંલાનો તથા સોનું પહેરવાનો એવો ન થાય, પણ અંતકરણના ગુપ્ત માણુસનું એટલે લીન તથા નમ્ર આત્મા જે દેવની આગળ ઘણોજ મુલ્યનો છે તેના અવીનાશી વસ્ત્રનો એવો થાય; કેમકે આગળા જમાનામાં જે સદગુણી સ્ત્રીઓ ખુદા ઉપર વીશ્વાસ રાખતી હતી, તેઓએ પોતાના ધણીઓને આધીન થતાં એ પ્રમાણે પોતાને શૃંગારી હતી."

માણુસની શોભા પોતાના સદ્‌ગુણુમાં સમા
યલી છે, જે માણુસની બુદ્ધી પવીત્ર, અને મન
નીર્મળ છે તેઓ સારાં સારાં વસ્ત્રો તથા કીમતી
ઘરેણાને પોતાની શોભા તરીકે ગણતાં નથી.
આગલા જમાનામાં જે જે સદ્‌ગુણી સ્ત્રીઓ થઈ
ગઈ છે, તેઓએ પોતાને શૃગાર શુશોભીત ઘરે-
ણામાં કે સુંદર વસ્ત્રોમાં ગણ્યો નહોતો; પણ સારાં
નીતીના કામોથીં પોતાને શૃગારી હતી. દાખલા
તરીકે ગોંયદેલાઈન કરીને એક રોમન સ્ત્રી થઈ
ગઈ કે જેની પાસે સર્વ સુખના સાધનો છતાં,
તેને પોતાનું સુખ અને શૃગાર ન ગણતાં દુખી-
ઓના દુખમા અપુર્વ ભાગ લીધો હતો અને એમ
પોતાને શૃગારી હતી. એ ગોંયદેલાઈન નામની સ્ત્રી
બાલ્ય કાળમાં ઘણી દયાળું હતી, તેને ઘણી ઉતમ
પ્રકારની કેળવણી મેલવી હતી. તે રોમના પ્રીન્સ

માર્ક એન્ટની વર્ગીની સાથે પરણી હતી તે રોમમાં દુખીઓના દુખ દુર કરવા મંડી હતી તે એટલી દયાળુ હતી કે જ્યારે કોલેરાએ ઉત્તર યુરોપ ઇગ્લાંડ અને ફ્રાન્સ વગેરે ધનવાન મુલકોને ઉજડ કરીને છેલ્લે ઈટલી અને રોમનગરપર હુમલો કીધો અને જ્યારે હજારો લોકો કોલેરાથી મરતા હતા. તે વેળા ગોંપદેશાઇન દરદીઓ વચ્ચે ઘણીજ પ્રીતીથી આવતી અને રોગીઓની બરદાસ્ત કરતી. એ વખતે રોમની ઘણી ખરાબ હાલત થઈ ગઈ હતી. સઘળી જગ્યાઓ ભયંકર જણાતી હતી. કોઇ જગ્યાઓ ઉપર અનાથ બાલકો રડતાં હતાં કોઈ જગ્યાએ છોકરાનાં મરણથી માતાના રૂદનનો અવાજ આવતો હતો, કોઈ જગ્યા ઉપર પતિવીનાની પત્ની રડતી હતી, સર્વ જગ્યાઓ ઉપર કેવળ શોક અને વીલાપનાજ અવાજો કાને આવતા હતા તેવી વખતે

ગોંયદેલ્લાઈન સર્વ રોમ રાજની માતા થઈ; તેની અમૃત જેવી વાતથી અસહાય અને અનાથોની ચીંતા દુર થતી અનાથોના ભરણપોશણને વાસ્તે તેણીએ એક મંદળી સ્થાપી દર સોમવારે એક મુકરર કરેલા ઓરડામાં આવીને ગરીબોને દાન આપતી; ત્યાં બુઢ્ઢાંઓ, અનાથ, નીરાધાર તથા વીધવા સ્ત્રીઓ, અને નાના પ્રકારના ગરીબો એકઠા થઈને તેઓનું દુઃખ, કષ્ટ અને અભાવ જણાવતાં દરેકને તેઓની સ્થીતી પ્રમાણે મદદ અને સારી સલ્લાહ તે આપતી, તે વીચાર કરીનેજ દાન આપતી; આલશુ થઈ પાપમાં ન પડે તે માટે ગરીબોને સીવવાનું રેશમ તથા ઉન વગેરે વેચાતું લઇ આપતી અને તેઓ તેનાં કપડાં અને દ્રવ્યાદી તૈયાર કરીને ગોંયદેલ્લાઈનને આપતાં, તેનું વજન કરીને લેતી અને તેના લાભનો ભાગ તેઓને આપતી. ગોંયદે-

લાઇનનું એક દવાખાનું હતું તેમાં તે પોતાને હાથે રોગીઓને દવા આપતી અને તેઓની માવજત કરતી તથા જખમી થયલાં માણુસોના જખમ પોતે સાફ કરીને મલમપટ્ટો કરતી તે હમેશાં હોસ્પીતલો અને પુસ્કળ દવાખાનાં જાતે જોવા જતી અને રોગીની ગમે એવી ભય ભરેલી હાલતમાં પણ તે માવજત કરતાં જરા પણ નાખુશ થતી નહતી; તે પોતાને હાથે તેઓના બીછાનાં સાફ કરતી; અને પોતાને હાથે તેઓને ખવરાવતી તથા પાણી પાતી.

એક દીવસે ગોંયદેલાઇન એક રોગી માણુસને જોવા ગઇ હતી, તેનું ઘર ઘણું મેલું અને વાસ મારતું હતું એટલે તેણીની સાથવાલાઓએ ઘરમાં જવા ના પાડી પરંતુ ગોંયદેલાઇન કંઇ પણ આનાકાની વગર ઘરમાં ગઇ, રોગીના કપડાં ઘણા મેલાં હતાં અને તેનું બીછાનું ઘણું મેલું હતું અને

ઘરની ચારે બાજુ ઘણી ખરાબ વાસ આવતી હતી; ગોંયદેલ્લાઈને તુરતજ પોતાને ઘેરથી એક સારૂ બીછાનુ અને સાફ શાલ મંગાવી અને પોતાને હાથે કચરો વાળીને તે સ્રીનું ઘર સાફ કર્યું ઉત્તમ બીછાનું કરી તથા તેને સ્વચ્છ કપડાં પહેરાવીને જતી રહી.

એક વખતે એક બીજી સ્રીએ અડધી રાતે મદદને માટે આવવા માણુસ મોકલ્યું તે વખતે ગોંયદેલ્લાઈન ભરઉંઘમાં હતી; તેમાથી દાસીએ તેને જગાડીને મદદ માટેની ચીઠી તેના હાથમમાં આપી ગોંયદેલ્લાઈને તુરત ગાડી જોડવાનો હુકમ કર્યો, અને થોડા પૈસા તથા વસ્ત્ર લઇને ગાડીમા બેસીને દર-દીને ઘેર ગઇ. દાસીએ એવે વખતે ન જવાને વારં-વાર વિનંતી કર્યાથી તે બોલી "પરોપકાર કરતાં હું સમયનો વીચાર કરતી નથી".

એક વખત ત્યાંના રાજકુમારે કોઈ ઉત્સવની પહેલાં ગોંયદેલાઈનને ઘણા કીમતી પોશાક બનાવવાને માટે ઘણું ધન આપ્યું પરંતુ તેને તે ન લેતાં સર્વ ધન ગરીબોને વેંહેચી આપ્યું તેણે રોમનગરમાં એક સેવીંગ બેંક સ્થાપી. તેણે જોયું કે રોમનગરમાં ગરીબ બાલક બાલકીઓ ખરી કેળવણીના અભાવથી અનીતીમાન થાય છે; તેથી તેણે એવી સ્કુલ સ્થાપી કે બાલક બાલકીઓ નીતીમાન થાય વચમાં વચમાં પોતે જઈને તે સ્કુલ તપાસતી; ગોંયદેલાઈન દીલોજાનથી ઘર ધંધો કરતી; તે ઘરનાં કામમાં ઘણીજ કુશળ હતી, તે પોતાનાં છોકરાને નીતી અને ધર્મનો બોધ કરતી અને ઇસ્વર ભક્તિમાં તે ખુશી રહેતી. ધન્ય છે, એવી શુંસીલ, દયાળુ, પરોપકારી, સ્ત્રી રત્નને "સદગુણી સ્ત્રી કોને મલે? કેમકે તેનું મુલ્ય રત્નો કરતાં ઘણું છે." ખરેખર

શોભા એમથી તથા સુંદરતા નકામી છે, પણ જે સ્ત્રી ખોદાનો ભય રાખે છે તેજ વખાણ પામશે." માટે, મારી બેહેનો, આપણે સંસારીક શોભામાં જેટલાં ગીરફતાર રહીએ છીએ તેટલાં જો દયા અને પરોપકારના કામમાં રેહેવાય તો કેટલું ઉપયોગી થઈ પડે? ઘરેણાથી પોતાની શોભા વધે છે એવું સમજનારને ઘણી રીતના ગેરફાયદા થાય છે. જેટલો પૈસો ઘરેણામાં ખરચવામાં આવે છે, તેટલો પૈસો જો સેવીગ બેંકમાં મુકી અગર કોઈ સારે ઠેકાણે વાપરી તેની ઉપજમાથી જો પરોપકારી કામ થાય તો તે શું ઘરેણાં કરતાં વધારે શોભાયમાન ગણાંય નહી? જો તેમ કરવાની સતા નહી હોય તો પણ ઘરેણા પહેરવાથી કોઈ પણ જાતનો ફાયદો નથી. અંતર બગડેલું અને ઉપર શોભાયમાન થવું તે કરતાં સઘળે ભાગે

સરખા રહેવું એ વધારે સારૂં છે, કે આપણાથી કોઈને કાંઈ ખોટો નમુનો ન મળે, અને તેનો ભાર આપણા ઉપર ન વધે. વચ્છ નાગનું ફૂલ એવું તો સુંદર હોય છે કે માણુસને જોતાંજ આનંદ ઉપજે છે પણ જયારે માણુસ તેના ગુણુથી વાકેફ થાય છે ત્યારે તેના ઉપર કેટલો તીરસ્કાર છુટે છે ? કૌવચના કાતરાને કોઈ આમલી જાણી તોડવા જાય તોતે બીચારાના કેવા હાલ થાય ? શોભાયમાન ગુલાબના ફૂલ કરતાં કપાસનું ફૂલ કેટલું ઉપયોગી છે મોટી ઉમરના માણુસો ઘરેણા પહેર છે એટલુંજ નહી પણ નાનાં બચ્ચાંને પણ નાનપણથીજ ઘરેણા પહેરાવવામાં આવે છે ઘરેણામાં શું શોભા છે તે તેઓ બીચારાં કાંઈ સમજતાં નથી પણ માબાપો પોતાની હોંસને ખાતર બચ્ચાંઓને ઘરેણારૂપી બેડીમા નાખે છે, અને તેથી તે બચ્ચાઓને ખુદરતી રીતે

રમવાની તથા હાથ પગ હલાવવાની ઘણી આદત હોય છે તેમાં ઘણી અડચણ પડે છે અને તેમનાથી પોતાની કસરત પુરતી રીતે થઈ શકતી નથી, નાહાના બાલકના કાનમાં દાગીના પહેરાવાથી કાન પાકી આવે છે હાથ પગમાં દાગીના પહેરાવવાથી આગ બરાબર સાપ્ર થતું નથી એટલુંજ નહી પણ નાહાના બાલકોને ઘરેણા પહેરાવ્યાથી તે લોકોના જાનની ઘણે દરજજે ધાસ્તી રહે છે ઘણીક વેળા ઘરેણાને લીધે બાલકોના ખુન થયલાં આપણા સાંભળવામાં આવે છે જેથી કેટલાંક માબાપેઃ બચ્ચાંઓને ઘરેણાના શૃંગાર કરવાથીજ વાજીઆં થઈ બેશે છે. જો એક ઘરમાં પાંચ ચાર દેરાણી જોઠાણી હોય જે બંધાં કાંઇ એકજ સ્થીતીમાં હોતાં નથી. એક ભાઇ સારી સ્થીતીમાં હોય તો તેના બાયડી છોકરા સારા દાગીના પહેરીને ફરે અને બીજા ભાઈની સ્થીતી

નબલી હોયતો તેના બાયડી છોકરાંઓને દાગીના પહેરવાને બને નહી ત્યારે તેના કુટુંબમાં કલેશ થાય છે અને તેમની આખી જીંદગી ખરાબ અવસ્થામાં જાય છે અને નજીવી શોભાને માટે તેમના સુખનો નાશ થાય છે. ઘરેણાથી એવી જાતના ગેરફાયદા થાય છે જેથી ઘરેણાને બદલે ઉપર લખ્યા પ્રમાણેના સદગુણાથી પોતાના તનને સણગારો અને હીન્દુ લોકોમાં એવા ઘણા દાખલા જોવામાં આવશે કે જેઓ પોતાના વસ્ત્રો મેલાં છોકરાંઓના આંગ ઉઘાડાં રાખે છે અને ઘણા સરખા દાગીના પહેરે છે તથા પહેરાવે છે એ રીવાજ બહુ કઢંગો લાગે છે તેમ ન કરતાં સરીર સાફ પોતાનાં તથા બચ્ચાંઓના કપડાં સ્વચ્છ ઘર સ્વચ્છ અને મન સ્વચ્છ રાખવાથી ઉપરનાં શૃંગારની અને ફીસ્યારીખોર તાપતીપ કરવાથી જે લાભ થાય છે તેના કરતાં વધારે તથા કાયમ શોભા મળશે.

સમાપ્ત.

# ચમતકારીક દવાઓ.



કારણ કે હાથમાં ને હાથમાં તરતજ ગુણ દેખાડે છે.

| ગુણ થવાનો વખત | ચમતકારીક દવાનું નામ. | કીંમત |
|---|---|---|
| ૧૫ મીનીટ | *કોલેરાની ચમતકારીક દવા શીશી | રૂ ૨ |
| ૧૫ મીનીટ* | સાંપના ઝેહેરની તથા કુતરાના હરખાની ચમતકારીક દવા. શીશી | રૂ ૧ાા |
| ૧૫ મીનીટ | *તાપની ચમતકારીક દવા. શીશી | રૂ ૧ |
| ૧ દીવસ | *મરડાની ચમતકારીક દવા શીશી | રૂ ૧ાા |

| | | |
|---|---|---|
| ૧૦ દીવસ | *ASTHMA ઉધરસ અથવા દમની ચમતકારીક દવા | શીશી રૂ ૨ |
| ૧ દીવસ | *ક્રમળાની ચમતકારીક દવા | શીશી રૂ ૨ |
| ૩ દીવસ | *ખરજવાની ચમતકારીક દવા | શીશી રૂ ૨ |
| ૪ દીવસ | *પંધેજની ચમતકારીક દવા | શીશી રૂ ૧ાા |
| ૫ મીનીટ | *માથુ દુખવાપર ચમતકારીક દવા. | પેકેટ ૦)≈ |
| ૧૫ દીવસ | સંગડાની અતેસારની ચમતકારીક દવા. | રૂ ૬ |
| ૫ મીનીટ | *વીંછુંના ડંખની ચમતકારીક દવા. | રૂ ૧ |
| ૬થી ૨૪ ક. | જાત જાતની શાકતીની ચમતકારીક દવા. | ગો. ૩૦ રૂ ૧ |

૬ કલાક પંઘેજની સાથે શકતી
આપવાની ચમતકારીક
દવા. ગો. ૩૦ રૂ ૧

૫ મીનીટ ચમતકારીક હજમ્મત દવા
જે DIABETES પર
અકશીર ગો. ૬૦ રૂ ૧

૨ કલાક ચમતકારીક જોલાબ ગો. ૬૦ રૂ ૧

*દાંતનું ચમતકારીક મનજન
દાંત પડવા દેતું નથી શીશી ૨ ૦।

* આ દવા ગમે એટલી જુની થવા છતાં બગતી નથી.

એ સીવાએ ઘણીએક અકસીર તથા તાત્કાલીક દવાઓ મરદ તેમજ આરતોના દરદોને માટે છે.

આ બધી ચમત્કારીક દવાઓ તેના બનાવનાર

# સોરાબશા રતનશા બ્યાજખોરા

ઠેકાણું–બ્યાજખોરા મેડીકલ હોલ સુખીઆ બીલ્ડીંગસ પાસે કોટ મુંબઇ.

એજંટો એસ. બ્રધરસ ધોબીતલાવ, જમશેડ એંડ બ્રધરસ ચીરાબજાર, લાશન કું૦ કાળબાદેવી, એફ. એસ. માદન, સોરાબજી પેસતનજી ગાંધી જુમા મસીદ, એસ. બ્રધરસ ના૦ ૧૯ પારસી બજાર સ્ટ્રીટ કોટ; ફ૦ જા૦ મરચંટ ગ્રાંટરોડ; જે. એફ. દાનબા એંડ બ્રધરસ પરેલ વાંદરા સ્ટેશનપર રીફરેશમેંટ રૂમ, દારાં બ્રધરસ વાંદરા; એ વીગેરે બીજા આબરૂદાર વેપારીઓને તયાંથી મળશે.

---

ફ્રોર્ટ પ્રીંટીંગ પ્રેસ માપલા બીલ્ડીંગ નં૦ ૧ લો.

# જાહેર ખબર



મેહેરબાન બાનુઓને તથા ગ્રહસ્થે
સાથે જણાવવામાં આવે છે જે હમે
થી નીતીનો બોધ આપનારી તથા
ટાહૂકા તુચકા અને ઇંગ્રેજી હાસ્યરસ તુકાબાર
ોરે સાહીત્યોથી ભરપુર.

# કોરોનેશન

મારીક ચોપાન્યું બાહાર પાડીએ
રા શોખીન બાનુઓ તથા ગ્રહસ્થો
નહી.

એકના આંગ ઉપર ૨૦ ૧॥

રતનજી શુનાવાલા.